ગુજરાત આનામાળા સીરીઝ ૧૧ મા.

सबळ प्रेम संसारमां, वर्णव्यो ते नवजाय ।
अनेक दुःख आवे भले, छतां नहि विसराय.
सतिओ सत्य चूके नहि, भले आवे शीर दुःख,
अडग टेकने रही धरी अंते पामे सुख.

# સુશીલા.

[illegible]ક અને પ્રકાશક.
ગોર - અંબાલાલ છગનલાલ બ્હેરા.
શીકા ( સ્ટેટ ઇડર–મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશીલા, વિગેરેના કર્તા અને કેટલાક માસીકોના લેખક.

અમદાવાદ
'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં–શા. સંકળચંદ હરીલાલે છાપ્યું
વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.


આવૃતી બીજી.

કિંમત. { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બ્હેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓનુ અર્થાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| વિજયા દશમી.<br>વડાગામ (મહિકાંઠા) | આપનો સ્નેહાધીન,<br>ગોર અંબાલાલ છગનલાલ.<br>શીકા (સ્ટેટ ઇડર–મહિકાંઠા.) |

# સુશિલા.

## ( હિંદીનો અનુવાદ. )




વીન માસની મધ્ય રાત્રીએ શરદ રૂતુનો શરત્ કાલીન ચંદ્રમા ઉદય થયો હતો. રાત્રી, આકાશ મંડળનો સ્વચ્છ દેખાવ, પહેલાંજ ચંદ્રમાનું હાસ્ય જોવામાં ઘ-ણીજ સુંદરતા જણાઇ આવતી હતી.

બંગાળાના ઢાકા જીલ્લાના, શ્યામપુર ગામનાં એક કાચી બાંધણીના ન્હાના સરખા મકાનમાં સુશીલા પોતાની વ્હાલી પુત્રીને રમાડતી ચોકમાં બેઠી હતી.

ફક્ત બીજું કોઈ નહિં, પણ એકલી સુશીલાજ પોતાના મકાનમાં બચ્ચાંઓ સહીત રહે છે પોતાનો સ્વામી નોકરી અર્થે પરદેશમાં રહે છે તે ફક્ત બાર મહિનામાં બે માસ ઘેર આવી પાછો નોકરી પર જાય છે.

જેને પૈસાનો વધારે લોભ પણ નથી એવી સુશીલા કોઇ નોક-રને પણ રાખતી નથી. ફક્ત રાત્રીએ એકલું સુવું પડે એ કારણથી પોતાના મકાનની જોડમાં રહેવાવાળી દુર્ગાદેવી સુશીલાને ત્યાં આવી સુઇ જાય છે. આ દુર્ગાદેવીનું વય પચીશ વર્ષનું હતું તેને ભરોસા-દાર જાણી સુશીલાનો સ્વામી આ બંદોબસ્ત કરી ગયો હતો. તેને ( દુર્ગાદેવીને ) પણ વરસ દહાડે, બે ચાર કપડાં સુશીલા તરફથી મળતા.

કન્યા ચંદ્રમાં તરફ જોતી જોતી નિંદ્રા દેવીને આધીન થઇ

માતા સુશીલાની સોડમાં દબાઇ સુઈ ગઇ હતી. અંર્ધી રાત્રી ગઇ છતાં હજુ દુર્ગાદેવી આવી નહિં. સુશીલા દુર્ગાદેવીની વાટ જોઇ બેશી રહી વિચાર કરે છે કે "સ્વામિ વર્ષની અંદર રજા લઇ ક્યારે આવશે ?" અથવા કેટલા દિવસ બાકી રહ્યા ?

બહારના દરવાજા ઉપર ટંકટંક એવો અવાજ થયો. સુશીલાએ પ્રશ્ન કર્યો, કોણુ દુર્ગાદેવી ? એક સ્ત્રિએ મકાનની અંદર દાખલ થતાં જુવાબ વાળ્યો ના સુશીલા ? એ તો હું લીલા છું.

આ લીલાની ઉમ્મર સુશીલાના જેટલીજ ૨૫—૨૬ વર્ષની છે અને તેની ચાલચલણુ સારી નથી તે કારણથી સુશીલા તેની પાસે બેસવાને અથવા તો જોવાને પણ ચહાતી નથી. તેને જોઇ સુશીલાએ પૂછ્યું; અહીં કેમ આવી ? દુર્ગાદેવી માશી ક્યાં ગઇ ?

લીલાએ મંદ મંદ હાસ્યથી જુવાબ વાળ્યો, તેનું શરીર બરાબર નથી તે કારણથા મને મોકલી છે. હુ એકલી આવતી હતી પણુ રસ્તામાંજ મનોહરલાલ મળ્યા. તેઓ આવી, મને અહીં દરવાજા સુધી મૂકી ગયા. ( દરવાજા સુધી પહોંચાડી ) બહુજ ભલો માણુસ અને સારો માણુસ છે.

કહેતાં કહેતાં લીલા બહાર બેઠી. સુશીલાએ ઘરમાં આવી પુત્ર પુત્રીને પલંગપર સુવાડી દીધાં. ઘરનાં એક બે કામ આટોપી પોતે પણુ સુવાની તૈયારી કરવા લાગી. લીલાને કહેવા લાગી—તું પણુ દરવાજો બંધ કરી અંદર આવ અને સુઈ જા.

લીલા બોલી—હું સુઈ જાઉં પણુ તું જરા બેસે ને વાત સાંભળે તો હું એક બે વાત કહું સુશીલાએ પ્રશ્ન કર્યો. તું જે વાત કરે તે હું સાભળું છું. લીલાએ પ્રશ્ન કર્યો; બ્હેન જો, બહાર આવે તો વાત કહું. સુશીલા બહાર આવી, લીલાએ વાત કહેવા માંડી.

મનોહરલાલ બહુજ ભલો માણુસ છે. દરરોજ તે તેને યાદ

કરે છે. પણ, તે કેવી નજરથી યાદ કરે છે તે મ્હને ખબર નથી. પણ આજ કહેતો હતો કે સુશીલાને કંઈ કામ હોય તો સુખેથી કહેવું. તેનું કામ હું તેજ ઘડીએ કરી આપીશ.

સુશીલા બોલી, તેનું કહેવું સારૂં હોવું જોઇએ. કારણ તે આપણા ગામનો જમીનદાર અને પૈસાવાળો છે. અમારા દુઃખના વખતમાં તે મદદ નહિ કરે તો કોણ કરશે ?

લીલાઃ—સુશીલા ? એ ત્હને બહુજ ચહાય છે,

સુશીલાઃ—તેં આ વાત શી રીતે જાણી ?

લીલાઃ—કોઇ પણ વાતથી માલુમ પડે છે અને તે એવો શરમાળ માણસ છે કે ત્હારા વાસ્તે એક ચીજ લાવ્યો હતો તે તને હાથોહાથ ન આપતાં મારી સાથે મોકલી છે. જો તને ખોટું ન લાગે તો હું તે તને બતાવું.

સુશીલાના જવાબની વાટ ન જોતાં લીલાએ દશ વીસ તોલાની સોનાની કંઠો સુશીલાના હાથમાં મૂકી દીધી.

સુશીલાને ક્રોધની જ્વાળા પ્રગટી. સિંહની માફક ગર્જના કરતી, દાંત સાથે હોઠોને દાબતી કંઇક કાંપતી, થરથર ધ્રુજતી, તુચ્છકાર વચનથી કહેવા લાગી, લીલા ? મારા ઘરમાંથી એકદમ નીકળી જા. નહિ તો હું સિપાઇને બોલાવી, ત્હારા હાલ હવાલ કરાવીશ. એ પૈસાવાળો, હુ ગરીબ એટલે તેને મ્હારી તરફ એવી દ્રષ્ટિ જોઇએ ! લુચ્ચી ? તું મ્હારા ઘરમાંથી એકદમ નીકળી જા.

સાંભળતાંજ લીલાએ પોતાના ઉપર આફત આવી જાણી સમજી જઇ તે ઘરમાંથી પલાયન કર્યું. ( નિકળી ગઇ. )

તે રાત્રે સુશીલાને ઉંઘ ઘણુ આવી નહિ. આંખોમાં આંસુની ધારા વહેવા લાગી. રોતાં રોતાં, પોતાના સ્વામિને યાદ કરવા લાગી.

હે પ્રભુ ? દુઃખના બેલી ? મ્હારૂં સર્વસ્વ ધન ? તમો ક્યારે આવશો. ? ને હે પ્રભુ મ્હારૂં હૃદય કહ્યું કરતું નથી.

લીલા ઘરની બહાર નિકળી ઉતર તરફ ચાલી માર્ગમાં એક પીપળાનું ઝાડ હતું. થડની નીચે એક માણસ ઉભો હતો. લીલા તેની પાસે જઇને ઉભી રહી. ધીરે સ્વરથી કેહવા લાગી—મનોહરલાલ ? આ તો બહુજ કઠણુ કામ છે.

મનોહરલાલ, આ શ્યામપુર ગામના જમીનદાર શંકરલાલનો મોટો પુત્ર છે અને તે અશિક્ષિત, ઉદ્ધત સ્વભાવનો, દુરાચરણી છે જેણે છળ કપટથી અનેક સ્ત્રિઓનાં પતિવૃત ભંગ કર્યાં હતાં.

સુશીલાનો સ્વામિ ઘેર નથી, તે એકલી રહે છે. આ પરમ-સ્વરૂપવતી છતાં પોતાના ધણી સિવાય માટીના એક સાધારણ ઝુપડામાં રહે છે. વિશેષ સુશીલા પોતાના રૂપ પ્રકાશથી તેનું મુખ મંડળ પણ સદા ઉજ્વળજ રહેતું હતું. દુરાચરણી મનોહરલાલ, આવી લાવણ્યમયી સ્ત્રિનું રૂપ જોઇ પતંગની માફક મોહીત થઇ ગયો હતો.

સુશીલાનું અમુલ્ય સતિત્વ હરણ કરવાની ઇચ્છાએ નરકની ભાગીદારણ દુષ્ટ ચરિત્રોવાળી, લીલાનો આશ્રય લીધો હતો. આ લીલા પણ પાપની ભાગીદારણ હતી.

મનોહરલાલ—શું ? લીલા એ કંઈ ના લીધી ?

લીલા—એનામાં સતિત્વપણું છે. એટલે કંઇ તમારી કંઠી એકદમ લઈ લેશે !

મનોહરધાલ—એનામાં સતિત્વપણું જોયું, એ ત્હને કંઇ માલુમ છે ? મને બરાબર ચહાતી નથી ?

લીલા—ચ્હાય ન ચ્હાય તે તેનું મન જાણે, પણ મને તો કંઇપણ વાત કરવા ન દીધી ને મોઢામાંથી શબ્દો કહાડતી, દાંત પીસતી, આગની માફક ભભૂકી ઉઠી.

મનોહરલાલ—એમ તો સૌ સ્ત્રીઓની ટેવ હોય છે. લીલા ? તું પણ એક દીવસ ક્રોધથી લાલ ભભુકો થઇ ગઇ હતી, એક બે વખત કહેવું હતું. તો કદાચ રાજી પણ થઇ જાત.

લીલા—કહેવાનો વિચાર તો કર્યો. પણ એની પાસે બેસાય શા રીતે કંઠી જોઇનેજ ભપકી ઉઠી ને મને ઘરમાંથી બહાર કાઢી મુકી કાંઇ સારૂં થયું નહિ. મનોહરલાલ ? તેના સ્વામિને પણ તે ખબર મોકલશે.

આટલું સાંભળતાંજ મનોહરલાલ બહુજ ભયભીત થઇ ગયો.

લીલા—મનોહરલાલ ? તમો ગભરાઓ છો શા માટે ? હું ગરીબ છું. તે મ્હને ભય.

મનોહરલાલ—એક માર્ગ સુજ્યો છે તું મારી સાથે આવ હું એક ચીઠ્ઠી લખી આપું. તે જઇને કાગળની પેટીમાં નાંખી આવજે. એમ કહેતાં મનોહરલાલ આગળ ચાલ્યો, ને લીલા તેની પાછળ પાછળ ગઇ.

સુશીલાનો સ્વામિ કોઇ જીલ્લાના જમીનદારને ત્યાં ગુમાસ્તાગીરીના કામપર નોકરીએ હતો. આસો માસમાં પહેલ વહેલો ઘેર જવાને માટે તૈયાર થઇ રહ્યો હતો. હમણાં હિસાબ કીતાબ મેળવવાને વખત હતો.

ઘેર સુશીલાને માટે ચંદ્રહાર, છોકરા છોકરી ને માટે કંઇક દાગીના કરાવવા સોનીને કહેલા. તે તુલશીદાસ ઉઘરાણી ઉપર ઉઘરાણી કરતો હતો, બે ગલીચાનાં આસન, એક મયુરપુચ્છનો પંખો, બે ચાદર, એક શંખ, તથા બીજી કેટલીક વસ્તુ પો પહેલેથી એકઠી કરી રાખી હતી.

તુલશીદાસ એક વર્ષને અંતરે ઘેર જવાનો છે. સ્ત્રિ પુત્રાદીકથી છુટા પડે ઘણા દીવસ થઇ ગયા. ઘણા દિવસ પરદેશમાં

રહેવાથી ઉત્કંઠીત, વિરહી હૃદયની શી હાલત ? અથવા કેવી કેવી દશામાં ઉતરવું પડે છે ? સુશીલાનું વિશેષરૂપ અને પતિવૃતપણાનો તુલશીદાસને પૂર્ણ અનુભવ હતો.

સંધ્યાકાળનો સમય હતો. તુલશીદાસ આખા દિવસનું કામ આટપી રૂપૈયાનો જમા ખર્ચનો હિસાબ મેળવવા બેઠો હતો. કોઇ પણ પ્રકારથી હિસાબ પણ બેસતો નહોતો. હિસાબમાં ગોટાળો માલુમ પડયો. એક રૂપૈયો ઘટતો હતો. એટલામાં પોસ્ટમેન એક ચીઠ્ઠી તેના હાથમાં મૂકી ચાલતો થયો.

જમીનદારના કાગળોમાં સુશીલાનો પત્ર જુદોજ જણાઇ આવતો હતો. ઘરનો કાગળ જાણી ઝટપટ ઉખેડી ચીઠ્ઠી વાંચવા માંડી જેમાં નિચે મુજબ લખેલું હતું.

"શ્રી ચરણેષુ"

મનમાં ઘણુંજ દુઃખ ઉત્પન્ન થાય છે. તો પત્ર લખ્યો છે. આપ જલદી એકદમ ઘેર આવો. આપની સ્ત્રિ અહિયાં જે આચરણ કરે છે તે બહુજ અફસોસકારક છે. જેથી પુરૂષોમાં મોંઢુ દેખાડવાને પણ હમને લજ્જા ઉત્પન્ન થાય છે. એનાથી તમો જુદા રહી નોકરી કરો છો તે કરતાં ઘેર રહેવું ઉચીત્ત છે. આપને હવે ઘરમાંજ રહેવું પડશે. વિશેષ સાવધ રહે જો. કેમ કે દુરાચરણી સ્ત્રિઓથી અસાવધ ન રહેવું. આપનો દાસાનુદાસ, "ગુપ્તનામ"

ચીઠ્ઠીને વાંચતાં વાંચતાં તુલશીદાસનઃ શરીરે પરસેવાના ઝેબઝેબ છુટયા. થોડીવારમાં તો તે મુર્છીત થઇ ગયો. આગળ દીવો પ્રકાશમાન છે છતાં અંધકારજ દેખે છે. હૃદયમાં કોઇએ પ્રહાર કર્યો હોય તેમ હાથ ઉપર કપાળ મૂકી, મૌન્ય ધારણ કરી ઘણીવાર સુધી શોચમાં વિચાર કરવા લાગ્યો.

વળી મ્હોટો શ્વાસ મૂકી, બીજાએ તે કાગળ લખ્યો છે. એમ સમજીને જમાખર્ચ મેળવવા બેઠો. પહેલાં એક રૂપૈયાની ગરબડ હતી? પણ હવે તો સો રૂપૈયાની ઘટ પડી. તેની આંખમાં ચોધાર આંસુ આવ્યા. જમાખર્ચની ચોપડો ભીંજાઈ ગયો.

નવરાત્રીને ત્રણ દિવસ બાકી હતા. નવરાત્રીમાં જેને ત્યાં ભગવદીનું પુજન ઉત્સવ થાય છે! તેને ત્યાં આનંદની સાથ અનેક પ્રકારનાં વાજીંત્ર વાગી રહ્યાં હતાં. આજ બે દિવસ થયાં તુલશીદાસ રજા લઇ ઘેર આવ્યો હતો.

સ્વામી ઘેર આવશે એવો વિચાર જે સુશીલાને આનંદ સમુદ્રમાં ડોલાવતો હતો તેજ વિચારોને આજ બે દિવસ થયા હતા સ્વામી તરફ જોઇ જોઈ સુશીલાનો આનંદ સમુદ્ર લહેરોની માફક જણાઇ આવતો હતો.

એક વર્ષના અંતરે તુલશીદાસ ઘેર આવ્યો. પરન્તુ તેના પૂર્વકાલનો સ્નેહભાવ ક્યાં હતો? તેનું હાસ્ય પણ નથી. પહેલાંના જેવી પ્રીતિ પણ જણાઇ આવતી નથી. તેની દ્રષ્ટિ તિક્ષણ, અને ઉદ્વેગયુક્ત હતી. લલાટમાં ચીંતાની ગંભીર રેખા પડી ગઈ હતી. મુખમંડળ ઉપર ક્રોધનો પ્રકાશ જણાઇ આવતી હતી. વર્ષને અંતરે મળ્યો, પણ આનંદ જણાતો નથી, સુખ દુઃખની કંઇપણ વાતચીત કરતો નથી. સુશીલાની સાથેનો—આંતરીક વ્યવહાર પણ નથી.

સુશીલા સ્વામીના મુખમંડળ સ્હામું જોઇ જોઇ, જેના સ્વપ્નમાં અથવા તો કલ્પનામાં પણ નહિ એવું સ્વામીના ચિત્તને બદલાયલુ જોઇ દુઃખ સાગરમાં ડુબી ગઇ હતી.

પંચમીના દીવસે પ્રાતઃકાળના સમયે, હજામની નવી બૈરી સુશીલાના ચરણોમાં લાક્ષા રંગ લગાડવા અને સુશીલાના કેશ બંધન અર્થે આવી હતી. અગાઉ દીવસોની માફક આજે સુશીલાને પ્રફુલ્લીત ન જોઇ નાપીકણીએ પૂછયું:—

" બાઈજી ? આજ તમારૂં મુખ ઉતરી ગયેલું કેમ જણાય છે ? " સુશીલા મનમાં ને મનમા રોતી હતી અથવા તો દુઃખી થઈ હતી. આ વખત પોતાના મનની વાત જાહેર કરવાનો સમય છે. એમ લાંબો નિશ્વાસ નાખી કહેવા લાગી. " વાત ચીત તો કંઇ નહિ ? પણ ત્હેમનું (સ્વામી) મન વિક્ષેપ હોય એમ લાગે છે. " મંત્ર તંત્ર તો તું જાણે છે, જો કંઈ ઉપાય હોય તો બતાવને !

નાઇણે હસતાં જુવાબ વાળ્યો, શું વાત છે ? એમનું ચીત એવું ન હોય. તારા ઉપર તો તેનો મોટો પ્રેમભાવ હતો. ( સુશીલાએ સ્વામીની બધી હકીકત નાઇનને કહી સંભળાવી. ) નાઇન કહેવા લાગી. આવી બાબતોના મંત્ર તંત્ર તો મને બહુજ આવડે છે. પરન્તુ ત્હારૂં કામ થાય એમ લાગે છે. સાંઝના હું એક મંત્ર ચીઠ્ઠી આપી જઈશ તેને ખુંટીએ બાંધી સુઇ રહેજે. એટલે ત્હેનું મન શાન્ત થઈ જશે.

સુશીલા—મ્હારી સોગન ખા કે હું તે આપી જઈશ.

નાઇન—હું તો તને ઠીક કહું છું વળી રાત્રે નવ વાગે ત્હારે દક્ષીણ મૂખ કરી એક ઔાષધી સુંઘાડતા.

સુશીલા—તે ઔાષધી કયાં છે તે હું જાણતી નથી, અથવા તો ઓળખતી પણ નથી અને રાત્રે હું કેવી રીતે લાવું ?

નાઇન—ભય શાનો છે ? ગભરાવું નહિ. તે બુટ્ટી બહુ દુર નથી. તારા ઘરના બારણામાં એ બુટ્ટી છે. હું આવીને દરવાજો ખટ ખટાવું કે ત્હારે ઉઠીને દોડી આવવું એટલે તરત ત્હને હું એ બુટ્ટી બતાવીશ. જેથી તુલશીદાસ ત્હારો પ્રેમપાત્ર થઈ રહેશે.

આ નાઈણ, નારાયણ હજામની અતી પ્રેમપાત્ર હતી. પ્રેમપાત્ર કહેવું એટલે નવીન વિવાહીત નહોતી. પણ ત્રીસ વર્ષની હતી. બુઢ્ઢો હજામ ત્હેના ઉપર ઘણોજ પ્રેમ કરતો જેથી મહા સુશીલતે તેને

પોતાની કરી હતી. મંત્રતંત્ર વિદ્યા, અથવા ઐાષધીઓ સ્ત્રિને શિખવાડી હતી. શુમારે ચાર ઘડી રાત્રી વિત્યા બાદ નાઇણીયે, નાપીક (હજામ) ને પૂછ્યું કે,

આજે એક કામ કરવું પડશે. હજામ—હુકમ, મહારાજ ?

નાઈન બોલી—તમો હર વખતે હસતા રહો છો તેવી વશ કરવાની ઐાષધીઓ તમે બતાવી હતી તે હું આજ તુલશીદાસની સ્ત્રિને આપવાની છું. હું તે બુટ્ટી જોઈ આવી છું. તમે એક વાર મ્હારી સાથે ચાલો, ઠીક છે કે નહિ ? એટલુંજ જરા જોઇ લ્યો.

નાપીક કહેવા લાગ્યો—તુલશીદાસની વહુ વશ કરવાની ઐાષધી લઇને તે શું કરશે ? તું તો કહેતી હતી ને કે એ બંનેને અધીક પ્રેમ છે. નાઇન-હવે તેવો પ્રેમભાવ નથી. ઘેર આવ્યા બાદ બહુજ ખટપટ થાય છે.

હજામઃ—એવી સતી સ્ત્રી તો કોઇ નહિ થાય. જરૂર હું તેના કામને લીધે અવશ્ય આવું—પરંતુ હવણાં એવો સમય નથી. પ્રહર ભર રાત્રિ ગયા બાદ શિયાળવાં બોલે, ત્યારે મને ઉઠાડજે ( કહી હજામ સુઈ ગયો. )

મનમાં પ્રસન્ન થઇ નાઇન પોતાના ઘરના બીજાં કામકાજોને માટે ચાલી ગઈ. એ બંનેમાં આ પ્રકારની વાતચીત થઇ રહી હતી એ સમય સુશીલા પોતાના સ્વામીના પલંગ પાસે ઉભી રહી નેત્રામાં આંસુ ભરતી કહેવા લાગી. “ કહો તો ખરા ? મારો શું અપરાધ છે ? ” તુલશીદાસે તકીયા ઉપર એક લાંબો શ્વાસ લેતાં જુવાબ વાળ્યો—“ કઇ નહિ ? ”

સુશીલા કહે—કંઈ નહિ, તો કંઈ નવી વાત? કોઇ પણ પ્રકારે વાતચીત કરતા નથી ? હાસ્ય નહિ. દરેક વખત ચીન્તાતુર રહો છો. રાત્રે જ્યારે હું દેખું છું ત્યારે તમો જાગૃત રહો છો, તમારે

પગે પડું છું. તમારી ચર્ણરજ છું. બતાવો તો ખરા? શું કારણુથી તમો આમ છો?

તુલશીદાસ—કહીશ કહીશ, પણ જ્યારે એવો વખત જોઇશ ત્યારે કહીશ. પણ આ વખતે મ્હારી સામેથી ચાલી જા. સુશીલા ત્યાંથી એક તસુ પણ હઠી નહી. સ્વામીના ચરણોમાં લોટતી મૌન્ય મૌન્ય રોવા લાગી.

આ સમયે પ્રહરભર રાત્રી ગયા બાદ મનોહરલાલે લીલાને બોલાવી કહ્યું. દેખ, લીલા? મનોહરલાલની બુદ્ધિ જે બાણ મારે છે તે બાણથી કામ ફત્તેહ થાય છે. હવે જશે ક્યાં?

લીલા બોલી—બાબુજી? મારા સાંભળવામાં એવું આવ્યું છે તે બન્નેની પરસ્પર વાતચીત એકદમ બંધ થઇ ગઇ છે! બતાવો તો ખરાં? ક્યાં કારણોથી આમ થયું?

મનોહરલાલ—શું કહું આસ્તેથી સૌ માલમ પડશે, પરંતુ આજ એક કામ કરવું પડશે.

લીલા બોલી—શું છે, તે તો કહો? હું તો હાજરજ છું.

મનોહરલાલ—કંઇ મોટું કામ નથી. એના સુઈ રહેવાના મકાનની પૂર્વ દિશાએ જે ઝરૂખો (બારી) છે? તેની પાસે ઉભી રહી તે બંન્નેમાં શું વાતચીત થાય છે તે સાંભળવું જોઇએ. આ કામ કરી શકીશ કે નહિ?

લીલા બોલી—નહિં બાબુજી? મને મોટો ભય રહે છે. કારણ આ પીપળના થડમાં ચુડેલ રહે છે. તે દિવસ પણ લાલ કપડાં પહેરીને ઉભી હતી.

મનોહરલાલ—અરે જાજા? ચુડેલ કહે છે? હું તો ચુડેલથી પણ ડરતો નથી. એમજ જણાય છે કે આ કામ ત્હારાથી નહિ બને. મારે જાતે કરવું પડશે.

લીલા—બસ ? આ વાત ઠીક છે. તમે પોતે જઇને વાતચીત જેટલી સમજશો તેટલી કંઇ હું સમજી શકવાની નથી. હજાર-માંની એક વાત આખરે હું સ્ત્રિજ કેની ?

મનોહરલાલ બોલ્યો—હોય એમ પણ ચાલે. કાલે તું સાંભળીશ કે મનોહરલાલનું કામહ ફત્તેહ થયું. રૂપૈયાના લોભથી મરી ગયલું માણસ પણ વાતચીત કરવા લાગે છે. આ તો શું ચીજ છે ? વિધાતાનો હાથ અદ્રશ્ય છે.

જીવના અદ્રશ્ય ચક્રને કઇ વખતે ક્યા માર્ગમાં લઈ જાય છે તે માણસની બુદ્ધિ ( સમજ ) માં નથી.

રાત્રીના અંધકારમાં ડુબેલો, આશક્ત, દુર્બુદ્ધિ, મનોહરલાલ પોતાનું મંદભાગ્ય તે શી રીતે જાણી શકે ? બંને સ્ત્રિ પુરૂષની વાતચીત સાંભળવાને માટે તુલશીદાસના શયન સ્થાનની પુર્વના ઝરોખાની પાસે આવી ગુપચુપ ઉભો રહ્યો.

નવ ઘડી રાત્રી ગયા બાદ સુશીલાના બહારના દરવાજા પર ખટખટ શબ્દ થયો. એ શબ્દ સાંભળી તુલશીદાસની આવેલી નિંદ્રા દૂર થઈ. સુશિલા જાગી રહી હતી. શય્યા ઉપર બેઠી થઇ વિચાર કરવા લાગી.

જોઉં તો ખરી સ્વામી જાગે છે કે ઉંઘી ગયા ? કદાચ જાગતા હશે તો કામમાં વિઘ્ન નડવાનું એમ હશે તો નાઈન પાસેથી કામ સિદ્ધ કરવાવાળી ઔષધી મેળવી શકીશ નહિ. ઘરમાં અંધકાર હતો. સુશીલાએ તુલશીદાસના નાકદ્વારાએ હાથ રાખી અનુભવ કર્યો કે સુઈ ગયેલા માણસનો શ્વાસ કેવી રીતનો હોય સમજ પડતી નથી.

તુલશીદાસના શરીરમાં ક્રોધ, અને અગ્નિની જ્વાળા લાગી

રહી હતી. તેનું આખું શરીર, મન ભ્રમિત થઇ ગયું હતું; સંદિગ્ધ તુલશીદાસની કપટ નિંદ્રાથી સુશીલાને ભ્રાન્ત આવી અને નક્કી ઉંઘે છે એવી વાસ્તવિક નિંદ્રા સમજી ગઇ.

ઘણાજ ધીરેથી શબ્દ ન થાય એવી રીતે દરવાજો ખોલી ઘરની બહાર આવી. તુલશીદાસના હૃદયમાં દાવાગ્નિ સળગી રહ્યો હતો. તરતજ ઉઠ્યો—પોતાનો સંદેહ સત્ય છે—એમ જણાયું. શય્યામાંથી ઉઠી સૌથી છાનોમાનો હથીયાર તૈયાર રાખી ઘસી, ચકચકોત કરી, બગલમાં લઇ ઘરની બહાર નિકળી ગયો.

સુશીલાએ બહારનો દરવાજો ઉઘાડી જોયું તો નાઇન ઉભી રહી હતી. કહેવા લાગી. આવી ગઇ ? વખત થયો ?

નાઇન બોલી—આ વખત ઠીક છે. બુઢ્ઢો હજામ આ વખત કંઇક દુર ઉભો હતો. વાતચીતના શબ્દથી તુલસીદાસના મનમાં સંશય પડયો.

મનમાં વિચાર કરવા લાગ્યો. આકાશ ચુર્ણ થઇ ગયું પૃથ્વિ વિદીર્ણ થઇ. વળી તુલસીદાસ ભ્રમીત ચીત્તે વિચારવા લાગ્યો.

પહેલાં સ્ત્રિના ઉપપતિ ( જાર )ને યમપુર પહોંચાડવો જોઇએ. પછી તે સ્ત્રિના ટુકડે ટુકડા કરૂં, સ્હામે જઇ પ્રહાર કરવાથી દુષ્ટ ભાગી જાય છે. હવે ઘરના પૂર્વ દરવાજાને રસ્તે નિકળી જાઉં એવો સંકલ્પ કરી એકદમ વિદ્યુત શક્તિ વેગે દોડી ગયો. પૂર્વ ખડકીને ઉઘાડી એકદમ પાસે આવ્યો. તો સ્હામે એક પુરૂષને જોયો રૂધિરના તરસ્યા શસ્ત્રને લઈ સિંહની માફક છલંગ મારતાં તે દુષ્ટના શીરપર તલવાર મારી.

કમનશીબ મનોહરલાલને પાપનું પ્રાયશ્ચિત થઇ ગયું. એક ભયંકર ચીસ પાડતાં પૃથ્વિ ઉપર ઢળી પડયો એ વખતે તેનો અંતિમ

( છેલ્લો ) શ્વાસ પ્રયાણ કરી ગયો. તુલશીદાસ તે તરફ કંઇ પણ ધ્યાન આપ્યા વગર જ્યાં સુશીલા ઉભી હતી ત્યાં ભયંકર મુર્તિની માફક ઉભો રહ્યો. લલકારી, કહેવા લાગ્યો. હે દુષ્ટા ? જેના પ્રેમમા લયલીન હતી તેની સાથ તુ પણ યમ લોકમાં ચાલી જા.

તારાઓના કીરણોથી ચમકતી તરવાર સુશીલાની સહચરી થઇ પડી. રૂધીરથી ભીંજાઇ ગયેલી સુશીલા જમીન પર પછડાઇ પડી, તુલસીદાસ રાત્રીના અંધકારમાં ગુપ્ત થઇ ગયો.

નાઇનિ! બુઢા હજામને સાથે લઇ તત્કાળ લાંબો નિશ્વાસ નાખી નાશી ગઈ, અને બંનેએ પોતાના ઘરની અંદર દોડી જઇ દરવાજો ( બારણાં ) બંધ કરી દીધો.

બીજે દિવસે સ્હવારમાં શ્યામપુરની પોલીસને ખબર મળી કે ગામમાં ભારી હુલ્લડ થયું છે. દરોગાએ મનોહરલાલની લાસને ઠેકાણે કરી દીધી. સુશીલાને પ્રહાર વધારે થયો નહોતો, કે જેથી પ્રાણ નીકળી જાય. તો પણ એ વખતે તે જીવતી હતી; પરન્તુ બિલકુલ બેહોંશ ને વાતચીત કરવાને શક્તિહિન હતી. બે ત્રણ વાર પ્રશ્ન કરવાથી બહુજ અંતરે ધીરે સ્વરથી કહેવા લાગી લીલા, અને મનોહરલાલનો અપરાધ છે. " સ્વામીનો એમાં કંઇ પણ દોશ નથી. "

દરોગાએ મનોહરલાલની મરણ કાળની જુરી ભરી. પંચક્યાસ લખાવી, જીલ્લા માજીસ્ટ્રેટ તરફ મોકલાવી દીધું તેની પછી તુલશીદાસની તપાસ થઈ તો ગામના સ્મશાન ઉપર, તુલસીદાસ ધ્યાનાવસ્થિત્ બેઠો હતો. પોલીસે ત્યાં જઇ બંદીજન કરી લીધો.

દરોગાજીએ મ્હોટી પ્રવિણતાઇથી, તે વખતની હકીકતનો પ્રારંભ કર્યો; પણ તુલશીદાસની વિરૂદ્ધ કોઇ ગ્માણ (સાક્ષી) મળ્યું

નહિ. પરન્તુ મનોહરલાલના પિતા શંકરલાલે બહુ રૂપૈયા આપી દરોગાજીનું પાકીટ ભરી દીધું. હવે મુકદમો બનાવવાને માટે પોતાની ચતુરાઇથી એક બે સાક્ષી ઉભા કરી, તુલશીદાસને ફાંશીએ લટકાવવા માટે મોકલી દીધો, આ વિપત્તિના વખતમાં સુશીલાની દુર્ગાદેવી માશીએ સુશિલાનાં પુત્રપુત્રીને પોતાના આશ્રયમાં રાખ્યાં હતાં.

એક માસ પછી સેશનની અદાલતમાં તુલશીદાસનો કેસ ચાલ્યો. લીલાના પકડાવાથી અને પોલીસની ધમકીથી બધું રહસ્ય ખુલ્લુ થઇ ગયું. બધાઓની જુબાની લેવાઈ ગયા બાદ સુશીલાની જુબાની લેવા બોલાવી હતી. તેવામાં સુશીલાના ઘાવ રૂઝાઇ ગયા હતા ને શરીર સારૂં થઇ ગયું હતું, તે વખત નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી, સુશીલાએ પડદામાં રહીને સ્વામીના મુખ સ્હામુ જોઇ જુવાબ આપ્યો. " મ્હારો સ્વામિ નિર્દોશ છે. "

એ વખત તુલશીદાસને ભયંકર પશ્ચાતાપ અને શોક થયો. તેનું અહીં વર્ણન થઇ શકે તેમ નથી. જુરીએ એક સાથ સંમતિ આપી આસામી નિર્દોશ છે. જડજ સાહેબે હુકમ કર્યો જે " આસામીને છોડી દેવો. "

સીતા સમાન પતિવ્રતા સુશીલાને સાથે લઈ તુલશીદાસ પોતાને ઘેર આવ્યો. પતિવ્રતાના પતિવ્રતધર્મની રક્ષા, પરમેશ્વરે કરી અને પાપાત્મા મનોહરલાલને પાપનું ફળ મળ્યું. સુશીલા ઘેર આવી. ત્યાં દુર્ગાદેવી માશીનો ઉપકાર માન્યો. પોતાનાં પુત્રપુત્રીને હૃદય સાથે ચાંપી બહુજ રોઈ અને પરમેશ્વરનો ઉપકાર માન્યો. તુલશીદાસે કુટુમ્બ સહિત તે ગામનું નિવાસસ્થાન તજી દીધું.

**સમાપ્ત.**